श्रीबालकृष्णो जयति।

## परिशिष्टम्—१

### पंचमपीठाध्यक्षगोस्वामिश्रीदेवकीनंदनाचार्याणां महाम्बापुरोवास्तव्य-श्रीमद्गोस्वामिगोवर्द्धनलालमहाराजानां कोटास्थबृहन्मंदिर-प्रधानपण्डितश्रीबालशास्त्रिणां च संमतः

## चंद्रग्रस्तोदयनिर्णयः

अथ "स्नानं दानं ततः श्राद्धमनन्तं राहुदर्शने" इत्यत्र चाक्षुषज्ञानं निमित्तमिति प्रतिवादिसिद्धान्तः।

शास्त्रीयं ज्ञानं निमित्तमिति सर्वसंमतो राद्धान्तः। चाक्षुषज्ञानस्य निमित्तत्वे "सूर्यग्रहो यदा रात्रौ दिवा चन्द्रग्रहस्तथा। तत्र स्नानं न कुर्वीत दद्याद्दानं न च क्वचित्" इति वचनस्य वैयर्थ्यमायाति। सूर्यपरिभ्रमणक्रमवशेन क्वचिदस्तमयः क्वचिदुदयः क्वचिन्निशीथः क्वचिच्च मध्याह्नः संभवति। यत्र ज्योतिःशास्त्रवशेन दिवैव स्पर्शमोक्षयोः संभवस्तादृक् चन्द्रग्रहणं द्वीपान्तरे रात्रिगतं चाक्षुषज्ञानवदपि दिवायुक्तद्वीपान्तरे चाक्षुषज्ञानवत्त्वाभावादनिमित्तमिति।

प्राप्तौ सत्यां निषेधस्य चारितार्थ्ये पूर्वोक्तवचनवैयर्थ्यं तदवस्थमिति ग्रस्तास्तपरत्वेन वचनचारितार्थ्यमभिमन्यते प्रतिवादी। तत्र ग्रस्तास्तात्पूर्वं ग्रहणस्य चाक्षुषज्ञानविषयत्वेनास्तानंतरमपि निमित्तताया अनपायात्प्राप्तं स्नानदानादिकं "सूर्यग्रहो यदे"ति वचनेन निषिध्यत इतितन्मतम्।

राद्धान्ते अस्तानन्तरं स्पर्शमध्यकालिकयोः स्नानदानयोस्तत्राधिकरणतैव नोपपद्यत इति "तत्र पदस्य ग्रहपरत्वेऽधिकरणत्वायोगादि"तिनिर्णयसिन्धूक्तं सुष्ठु।

अथ ग्रस्तास्तग्रहणनिमित्तकत्त्वे तु तन्निमित्तकं स्नानदानादिकमस्तात्पूर्वमपि वचनेनानेन निषेध्येतेति महत्यनिष्टापत्तिः। तस्माच्चाक्षुषज्ञानयोग्यतासहचरितं शास्त्रीयं ज्ञानमेव निमित्तमिति राद्धान्ते द्वीपान्तररात्रिजन्यचन्द्रग्रहणस्यान्यद्वीपे दिवाजन्यत्वेन चाक्षुषज्ञानयोग्यत्वविरहादेव न निमित्तता। एवमसति बाधके सामान्ये पक्षपात इतिन्यायेन ग्रस्तोदयात्पूर्वं ग्रस्तास्तानन्तरं चास्य वचनस्य निरर्गला प्रवृत्तिः।

यदि च द्वीपान्तरीयं ग्रहणं निमित्तं स्यात्तन्निषेधार्थमेतद्वचनमित्यभिमन्येत तदा देशान्तरीयग्रहणस्यान्यदेशे निमित्तता किं नांगीक्रियेत। तन्निषेधकमपि शास्त्रान्तरमवश्यं मृग्यमेव। तस्माद् ग्रस्तोदयग्रस्तास्तयोश्चाक्षुषज्ञानयोग्यतासहचरितशास्त्रीयज्ञानस्य सत्त्वेन

શ્રીગોકુલનાથજીકૃત 'સેવાપદ્ધતિ'માં પણ 'સર્વોત્સવપ્રકાશ પ્રકરણ'માં આ પ્રમાણે લખેલ છે:

यदि ग्रस्तोदितश्चन्द्रो न तदा स्वस्य भोजनम् । राजभोगं तूदयात्प्राक् सूर्यस्य हरयेर्पयेत् ॥ १ ॥
एकस्मिन् प्रहरे पूर्वे हरिमुत्थाप्य शायिनम् । भोगं समर्पयेत्पश्चादुत्थापनमुजिं ततः ॥ २ ॥
संध्याभोगोत्तरं सिंहासनस्थः क्रियतां विभुः । शय्यां कृत्वांतिके सज्जां विधाय द्वारभागतः ॥ ३ ॥
उदये समये पश्चाद्ग्रस्तोदयनिरीक्षणम् । कृत्वा स्नातः स्वयं विष्णोर्द्वारमुद्घाटयेत्तदा ॥ ४ ॥
पार्श्वे भृंगारिकां नैव क्रीडनानि तु रक्षयेत् । पृष्ट्वा निर्मुक्तिसमयं किंचिद्धान्यादिकं धनम् ॥ ५ ॥
प्रभुहस्तेन संकल्प्य दद्याद्विधिवदादरात् । उदङ्मुखः प्राङ्मुखो वा ह्युपविष्टः प्रभोः पुरः ॥ ६ ॥
साक्षतं जलमादाय हस्तेन पुरतो धनम् । धान्यादिपात्रे निहितं संकल्प्य प्रक्षिपेज्जलम् ॥ ७ ॥

**અર્થ**—જ્યારે ચંદ્રગ્રસ્તોદય ગ્રહણ હોય ત્યારે ઉદય વખતે ઘેરાયલો ચંદ્ર જોઇને પછી સ્નાન કરવું તથા પ્રભુનાં દર્શન ખોલવાં ઈત્યાદિ.

એથી પણ પુષ્ટિમાર્ગના સર્વ શિષ્ટ વૈષ્ણવ સજ્જનો કોઇ પ્રકારની શંકા રાખ્યા વગર જ ધર્મશાસ્ત્રસિદ્ધ પરંપરાપ્રાપ્ત સિદ્ધાન્તને શુદ્ધ બુદ્ધિથી માન આપશે જ. ગીતાજીમાં પણ શ્રીકૃષ્ણનું વાક્ય છે કે 'જે શાસ્ત્રવિધિને છોડી મન માનતું કરે છે તે સિદ્ધિને પામતો નથી, સુખને પામતો નથી અને પરમગતિ (મોક્ષ)ને પામતો નથી.' એથી પણ ઉપર પ્રમાણે કરવું જ પ્રાપ્ત થાય છે.

કદાચિત્ મધ્યકાલમાં સાંપ્રદાયિક પ્રાચીન ગ્રંથોની દુર્લભતાને લઇને જો વિપરીત નિર્ણય પણ થઇ ગયો હોય તો તેને ખેંચી તાણી સિદ્ધ કરી પ્રાચીન ગોસ્વામિબાલકોના લેખોનું અપમાન કરવું એ માર્ગ ઠીક નથી, કારણ કે એમ કરવાથી અંધપરંપરા સિદ્ધ થાય છે અને શાસ્ત્રાનુસરણત્વ રૂપ ધર્મનું પાલન થતું નથી. તેથી સર્વધર્મશાસ્ત્રસિદ્ધ, પ્રાચીન, સાંપ્રદાયિક, પરંપરાપ્રાપ્ત નિર્ણય એટલો જ છે કે સૂર્યાસ્ત થયા પછી ગ્રહણ નિમિત્ત પ્રભુનાં દર્શન ખોલવાં તથા સ્નાન, જપ, દાન, વગેરે પણ ગ્રહણ દર્શન થયા પછી કરવાં તેજ યોગ્ય છે. દિવસના ત્રણ વાગેથી દર્શન ખોલવાનું તથા દાન સ્નાન કરવાનું જો કોઇ કહે તો તે શાસ્ત્રસંમત નથી; પરંતુ પ્રાચીન સાંપ્રદાયિક નિર્ણયગ્રંથોની ગેરહાજરીમાં તેવો નિર્ણય લખાણો હોય તો પણ જ્યારે ધર્મશાસ્ત્ર તથા સાંપ્રદાયિક આચારથી દર્શન યોગ્યતા-થયા પછી સ્નાન, દાન તથા સૂતક પ્રવૃત્તિની શરૂઆત થાય છે તો પછી અંધપરંપરાને વળગી રહેવાનું કારણ કાંઇ પણ નથી પણ હવે પછી આ પ્રમાણે જ નિર્ણય કરવો યોગ્ય છે.

આ નિર્ણયમાં પંચમપીઠાધ્યક્ષ ગોસ્વામિશ્રીદેવકીનંદનાચાર્યજી તથા મુંબઇવાળા ગોસ્વામિશ્રીગોવર્દ્ધનલાલજીમહારાજની સંમતિ મેળવેલી છે અને તેમની આજ્ઞાનુસાર ગોકુલસ્થ ભટ્ટ ત્રિગૃહ ગોવર્દ્ધનલાલજીએ આ પોતાનો લેખ છપાવી પ્રસિદ્ધ કર્યો છે.

**प्रकाशक—गोकुलस्थभट्ट त्रिगृह गोवर्द्धनलालजी**
**गोकुलाधीश मंदिर—भूलेश्वर—मुंबई.**

प्राप्तमेव स्नानदानादिकमनेन प्रतिषिध्यत इति। "ग्रस्तोदयात्पूर्वं ग्रस्तास्तानन्तरं च न पुण्यकाल" इति धर्मसिन्धूक्तं सर्वथा सशास्त्रं सर्वसंमतं चेतिनिष्कलंकम्।

यदि च स्पर्शमोक्षकालयोर्दिवैव रात्रावेव वा सत्त्व एवास्य वचनस्य प्रवृत्तिरित्यभिप्रेयते तदा द्वीपान्तरीयग्रहणस्यान्यद्वीपे निमित्ततायां वचनान्तरमपि प्रकल्प्यं स्यात्। तदभावे तदभावादुक्तार्थ एव वचनस्य विषय इति निर्विवादम्। वचने 'क्वचित् पदस्वारस्यविचिकित्सा चेन्मयूखो द्रष्टव्यः ॥

तेन चायमत्र निष्कर्षो बोधव्यः। ग्रस्तोदय उदयानन्तरमेव स्नानजपाद्यारंभः। न तु स्पर्शकालमारभ्य। तन्मध्यकाले दानं मोक्षोत्तरकाले च शुद्धिस्नानम्। ग्रस्तास्ते तु "ग्रस्ते चास्तं गते त्विन्दौ ज्ञात्वा मुक्त्यवधारणम्। स्नानहोमादिकं कुर्याद् भुञ्जीतेन्दूदये पुनः" इतिवचनबलेन ग्रस्तास्तपर्यन्तं जपादिकं ततो मुक्तिकालसमनन्तरकाले शुद्धिस्नानं कुर्यादिति।

इममेवाशयं मनसिकृत्य गोस्वामिश्रीवल्लभपादैः स्वकृतसेवापद्धतौ सर्वोत्सवप्रकाशे स्पष्टतयोक्तम् "यदि ग्रस्तोदितश्चन्द्रो न तदा स्वस्य भोजनम्। राजभोगं तूदयात्प्राक् सूर्यस्य हरयेऽर्पयेत् ॥ एकस्मिन्प्रहरे पूर्वं हरिमुत्थाप्य शायिनम्। भोगं समर्पयेत्पश्चादुत्थापनभुजिं ततः ॥ संध्याभोगोत्तरं सिंहासनस्थः क्रियतां विभुः। शय्यां कृत्वान्तिके सज्जां पिधाय द्वारभागतः ॥ उदये समये पश्चाद् ग्रस्तोदयनिरीक्षणम्। कृत्वा स्नातः स्वयं विष्णोर्द्वारमुद्घाटयेत्तदा ॥ पार्श्वे भृंगारिकां नैव क्रीडनानि तु रक्षयेत्। पृष्ट्वा निर्मुक्तिसमयं किंचिद्धान्यादिकं धनम् ॥ प्रभुहस्तेन संकल्प्य दद्याद्विधिवदादरात्। उदङ्मुखः प्राङ्मुखो वा ह्युपविष्टः प्रभोः पुरः ॥ साक्षतं जलमादाय हस्तेन पुरतो धनम्। धान्यादिपात्रे निहितं संकल्प्य प्रक्षिपेज्जलम् ॥" इत्यादि। तेन—प्राचीनग्रंथदौर्लभ्यात्कदाचिन्मध्यकालिका। परंपरान्यथा जातोचितस्तत्र दुराग्रहः ॥ १ ॥ प्राप्नुयादन्धपूर्वत्वेऽन्यथा तु सनिमित्तताम्। 'यः शास्त्रविधिमुत्सृज्य'त्युक्तिरप्यत्र साक्षिका ॥२॥ तस्मात्परंपराप्राप्तः शास्त्रसंमतिसूज्ज्वलः। माननीयोयमेवार्थः पुष्टिमार्गीयसज्जनैः ॥ ३ ॥ अयं श्रीदेवकीनन्दनाचार्याणां सुसंमतः। श्रीमद्गोवर्द्धनाचार्यैर्महाम्बापुर्यलंकृतैः ॥ ४ ॥ स्वीकृतः संप्रदायस्थैः सर्वैर्मान्यो विनिर्णयः। प्रकाशितस्तन्निदेशवर्तिना मे यथामति ॥ ५ ॥

इत्थं चाऽऽगामिफाल्गुनशुद्धपूर्णिमादिवसे सूर्यास्तानन्तरं चन्द्रग्रस्तोदयसमनन्तरकालमेव श्रीप्रभोरन्तःपटापसरणं कृत्वा दर्शनावसरः प्रकाश्यः। जपादिकं च विधेयमिति निवेदको विद्वद्वशंवदो गोकुलस्थभट्टोपपदत्रिगृहगोवर्द्धनशर्मा। संवत् १९६९ शके १८३४ माघकृष्णे ११ शनौ।

श्रीबालकृष्णो विजयते ।

# परिशिष्ट नं. २

## चंद्रग्रस्तोदयनिर्णयः

સંવત્ ૧૯૬૯ શકે ૧૮૩૪ ફાગણ સુદિ ૧૫ શનિવારને દિવસે બપોર પછી ત્રણ કલાક ચાર મિનિટ ઉપર ગ્રસ્તોદય ચંદ્રગ્રહણનો સ્પર્શકાલ તથા કલાક ૯-ચોત્રીશ મિનિટે મોક્ષકાલ મુંબઈનાં પંચાંગોમાં લખેલો છે તે દિવસે સૂર્યાસ્ત કલાક ૬-૧૬ મિનિટે છે. તે દિવસે સૂર્યાસ્ત થયા પછી ગ્રસ્તોદય ચંદ્રગ્રહણનિમિત્તક સ્નાન કરવું. એ કાલમાધવ, નિર્ણયસિંધ્વાદિ પ્રાચીન ધર્મશાસ્ત્રના ગ્રંથોથી સિદ્ધ છે.

सूर्यग्रहो यदा रात्रौ दिवा चंद्रग्रहस्तथा । तत्र स्नानं न कुर्वीत दद्याद्दानं न च क्वचित् ॥

**અર્થ**—જ્યાં જ્યારે રાતમાં સૂર્યગ્રહણ હોય અને દિવસમાં ચંદ્રગ્રહણ હોય અથવા ક્યાંય પણ ગ્રહણ હોય તો ત્યાં સ્નાન અને દાન ન કરવું.

**શંકા**—જેના સ્પર્શ મોક્ષ બન્ને દિવસમાં જ હોય એવાં ચંદ્રગ્રહણમાં અને જેના સ્પર્શ મોક્ષ બન્ને રાત્રિમાં જ હોય એવાં સૂર્યગ્રહણમાં સ્નાન દાનનો નિષેધ આ વચનથી થઈ શકે છે.

**ઉત્તર**—જ્યારે જ્યાં જ્યાં દિવસ છે તે વખતે કોઈ દ્વીપમાં રાત્રિ અવશ્ય હશે જ, તે દ્વીપમાં જે રાત્રિનું ગ્રહણ તે આ દ્વીપમાં દિવસનું ગ્રહણ કહેવાય, એને માનવામાં કાંઈ પ્રમાણ જ નથી; અર્થાત્ તેવાં ગ્રહણો માનવાની કોઈ ધર્મશાસ્ત્ર આજ્ઞા જ કરતું નથી, તો તેનો નિષેધ કરવો વ્યર્થ જ ગણાય, કેમકે આ દ્વીપમાં પણ દેશાંતરમાં ગ્રહણ હોય તો બીજા દેશવાળા તે ગ્રહણને માનતા નથી. કેમકે તે બીજા દેશવાલાને દેખાતું નથી તેથી તેઓને માનવું પડતું નથી; તો પછી બીજા દ્વીપમાં થતાં ગ્રહણને કેમ માનવું જોઇએ ? તો પછી ન મનાતા ગ્રહણનો નિષેધ આ વચન કરે છે એમ કહી શકાય ? માટે ગ્રસ્તોદય અને ગ્રસ્તાસ્ત સમય ગ્રહણ દેખવામાં આવે છે માટે માનવું પડે છે તેનો આ વચન નિષેધ કરે છે, આવો જ સર્વ ગ્રંથકારોનો સિદ્ધાન્ત છે, અને 'ધર્મસિંધુ'માં—

अतो ग्रस्तास्तस्थलेऽस्तोत्तरं द्वीपांतरे ग्रहणसत्त्वेपि दर्शनयोग्यत्वाभावात् न पुण्यकालः । एवं ग्रस्तोदयेप्युदयात्पूर्वं न पुण्यकालः ।

**અર્થ**—એટલા માટે ગ્રસ્તાસ્ત ગ્રહણ વખતે અસ્ત થયા પછી બીજા દ્વીપમાં ગ્રહણ વિદ્યમાન છતાં દર્શન યોગ્ય ન હોવાથી પુણ્યકાલ મનાતો નથી. તેમ ગ્રસ્તોદયમાં પણ ઉદય પહેલાં પુણ્યકાલ મનાતો નથી, એમ સ્પષ્ટ લખેલ છે, જ્યારે પુણ્યકાલ નહિ ત્યારે સ્નાન દાનનું કહેલ ફલ પણ તેમાં ન થાય, તેથી સૂર્યાસ્ત થયા પછી સ્નાન કરવું અને ગ્રહણ નિમિત્ત પ્રભુનાં દર્શન ખોલવાં; કલાક ૬-૧૫ મિ. વખતે દાન સંકલ્પ કરવો, તથા મોક્ષ થયા પછી શુદ્ધ સ્નાન કરવું, એ જ પુષ્ટિમાર્ગમાં સર્વ સજ્જનોને માનવા યોગ્ય સિદ્ધાન્ત છે.